" સચિત્ર    સચિત્ર ડીટેકટીવ નવલકથા    સચિત્ર "

# સોનેરી જાળ

માની —ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીસર ટાવર રોડ સુરત.



પ્રકાશક — પ્રાણજીવન પુસ્તકાલય, ટાવર રોડ તાર ઓફીસ સામે-સુરત

કી ૦ ૮-૦

ॐ

શ્રી સરસ્વત્યૈ નમઃ !

પ્રથમ:— (ડિટેકટીવ નવલકથા) —:"પુષ્પ."

# "ખુની કોણ ?"

21-1-1925

1925

પ્રયોજક — "પુષ્પ."

— ને —

(લાલનો એકકો, ચોકટનો એકકો, રાક્ષસી કુતરો, સરોવરની સુંદરી, વિગેરેના કર્તા)


પ્રકાશક.—"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય."
ઠા. પ્રાણલાલ જીવણલાલ વજાણી.
તાર ઓફિસ સ્હામે—સુરત.



( સર્વાધિકાર પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે )

(આ પુસ્તકના તમામ હકક હવેથી "શ્રી પ્રાણજીવન પુસ્તકાલય" ના માલીકના હાથમા આવ્યા હોવાથી એમની રજા વિના કોઇએ પણ એમાના કોઈ બાગનો ઉતારો કરવો નહી)



આવૃત્તિ—ત્રીજી સંવત્ ૧૯૮૨ પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૨૫.

મૂલ્ય રૂ. ૦—૮—૦

# —'અનુક્રમણિકા —




ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૧૨૩૩૮



સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા "શ્રી અનાવિલ બધુ" પ્રીન્ટીંગ પ્રેસમા ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યુ

ૐ

શ્રી

# સમર્પણ.

પૂજનીય વડીલ મામાશ્રી,

ઠક્કર પરમાનંદદાસ વિઠ્ઠલદાસ

"હેડ માસ્તર" ન્યુ ઇંગ્લીશ સ્કુલ

શ્રી નિવાસ–ભાવનગર.

આપશ્રીએ મ્હને પોતાના પુત્ર સમાન ગણી મ્હારા ઉપર જે અગણિત ઉપકારો કર્યા છે, તેને અને આપના મ્હારી ઉપરના અનન્ત પ્રેમને વશ થઇ આ લઘુ પુસ્તક આપના કરકમળમા સવિનય સમર્પણ કરૂ છુ જે સહર્ષ સ્વિકારી આભારી કરશોજી

આપનો આજ્ઞાકિત છોરૂ,

ઠા૦ પ્રાણુલાલ જીવણુલાલ વજાણી

બુકસેલર અને પબ્લીશર

સુરત

## ત્રીજી આવૃત્તિની

# "પ્રસ્તાવના."

આજે સાત માસ પછી પ્રસ્તુત નવલકથાની ત્રીજી-આવૃત્તિ થાય છે મ્હારૂ હૃદય આ ત્રીજી નગ્નની પ્રસ્તાવના લખતા હર્ષથી છલકાય એ નિ સશય છે

આ પ્રમાગની ડિટેકટીવ નવલકથા લખવા મ્હારો આ પ્હેલોજ પ્રયાસ છે પ્રકાશક બધુનુ પણ આ દિશા પ્રતિ આ પ્હેલુજ પગનુ હોઇ "પ્રથમજ પુષ્પ" છે આ પ્હેલા આ પ્રકારની નવલકથાઓ તો બેશુમાર બ્હાર પડી ચૂકી છે, છતા આ નવલકથામા મ્હે એક નવીનતા વધારી છે, અને તે જુદી જુદી જાતની નાટકીય શેઅર બાઝી છે.

ટુક વખતમા મ્હારી આ નવીન શૈલિ એટલી તો લોકપ્રિય થઇ પડી કે એની ત્રણ આવૃત્તિ ઉપરાઉપરી થઇ ચૂકી તદુપરાત અન્ય લેખકોએ પણ મ્હારી આ નવ-સશોધિત શૈલીને પોતાના લખાણોમા સ્થાન આપી અનુકરણ કર્યુ

આ દિશામા મ્હને જનસમાજનુ અકલ્પિત ઉત્તેજન મળતા, મ્હે "લાલનો એક્કો," "ચોકટનો એક્કો," "રાક્ષસી કૂતરો," તથા "સરોવરની સુન્દરી" ભાગ ૧-૨ ક્રમાનુસાર લખ્યા જે આજ પણ લોકપ્રિયતા મેળવી રહ્યા છે.

લેખક તથા પ્રકાશક, ઉભય બધુઓના આ સાહસને ઉત્સાહ પ્રેરી, સહર્ષ વધાવી લેનાર અમારા પ્રિય વાચક બધુઓના કરકમળમા ભવિષ્યમા આથીયે ઉત્કૃષ્ટ પ્રસાદીઓ ધરવા બનતા પ્રયત્નો અને પરિશ્રમો કરીશુ પ્રભો! અમારી એ શુભાભિલાષાઓ પાર પાડે! એજ અભ્યર્થના

| | | |
|---|---|---|
| સવત્ ૧૯૮૨ | ભવદીય — | વાડીફળીઆ. |
| | સાહિત્ય પ્રેમી "પુષ્પ" | પગથીઆ શેરી |
| કાર્તિક સુદી પ્રથમા | ગમનલાલ હીરાલાલ બદામી | સુરત. |

# “ખૂની કોણ ?”

## પ્રકરણ:—૧ લું.

### “બે ઘડીની બાદશાહી.”

આ બે ઘડીની બાદશાહીમા નરો ફૂલાય છે,
સત્તા મળે કે દોર પોતાનો જમાના જાય છે
કગાલની ગરદન ઉપર મૂકી છરી હરખાય છે,
પણ આધળા સમજે નહિ એમા નિસાસા ખાય છે



“શુ જુઓ છો ? આ બટકબોલી છોકરીને ધક્કો મારી દૂર કરો ઘરમાનો તમામ સામાન બ્હાર ખેચી કાઢો” સરદાર દમનકાન્તે સિપાઇને ફરમાવ્યુ

‘દયા કર ભાઇ ! દયા કર અમારા ગરીબની ઉપર દયા કર. અમારા કગાલની આતરડી કકળાવી કોણ સુખી થયો છે ? કે તુ થશે ? રાકના નિસાસા લઇ કોણ સુખે સૂતો છે ? કે તુ સૂશે ? બાપુ રહેમ કર પ્રૌઢ ઉમરની મંજુરી રડતે હૃદયે બોલી

કગાલ ને કકળાવીને નહિ સાર કઇ તુ કાઢશે,
લેશે નિસાસા રાકના તે જીદગી ભર સાલશે
ઠરતો સ્વય તેવોજ ! જે જેવો બીજાને ઠારતો,
સુખ દુ ખ તણી સોટી વડે સર્વેશ સૌને મારતો.

માટે એ ઇશ્વરી-સોટીનો દીલમા ડર રાખ સત્તાનો દોર ભૂલી જા સિતમ ન વરસાવ જે ઝાલીમ ને જબરી સત્તા આજે તુ ભોગવે છે, તેનાથી પણ જબરજસ્ત સત્તા ભોગવનારા હતા ન હતા થઇ ગયા મિટ્ટીમાથી પયદા થઇ મિટ્ટીમા મળી ગયા ધન, ધામ ને ધન કોઇની સાથે ગયુ નથી ત્હારી સાથે જનાર નથી

લંકેશગઢનો રાય રાવણ ચપટીમ ચોળાઇ ગયો,
બાણાવળી રાજા કરણ પણ રણ વિષે રોળાઇ ગયો
સારા ગયા, નરસા ગયા, કોઇ મહાના ના રહ્યા,
સુખ સ્હેન શુ ત્હારા થશે ? સાથી ન જે કો-ના થયા ”

‘છટ્ છટ્ એમ ભિલાડીના કહ્યાથી શિકા તૂટી જતા હોય તો પછી શુ જોઇએ ? અરે ગરીબના તો પેટમા દાત હોય છે ભોગ તમારા કે તમે ગરીબ થયા એમા અમારે શુ લેવા દેવા ? સુલ્તાન સિહ ! (એક સિપાઇ તરફ જોઇ) ચાલ સામાન બ્હાર કાઢ ”

“હાય ! ઓ ફૂટેલા નસીબમા ફરી આફત કરનાર ! બળતામા ઘી હોમનાર દુશ્મન ! ત્યારે શુ અમારા આસુડા નકામાજ જશે ?

“જરે જર ”

“અમારી દાદ-ફરિયાદ તુ નહિ કાને ધરે ?”

“જરા પણ નહી ”

‘ તો કહે ! કહે ! ઓ નરાધમ કર્મચડાળ ! કે અમારે કયા જવુ ?”

“જહન્નમની ખાડીમા એ’મા મ્હને શુ પુછે છે ? ગરીબીમા સડો છો એથી તો બ્હેતર છે કે કોઇનુ મ્હોત લઇ મરી જાવ. આ દુનિયામાથી ઓછા થાવ. તમારા જેવા રોતા કકળતા કગાલ ભિખારીઓની જગતૂને કશી જરૂર નથી ”

'હાય પરન્તુ એ નામ પ્રમાણે ગુણ રાખનાર દમન! ન્હોત ક્યા રસ્તામા પડ્યુ છે?

ન મળતુ માગનારાને, અમોથી દૂર ભાગે છે,
વગર માગ્યુ પધારે એ, ઉંધો વ્હેવાર લાગે છે
પકડવા દોડનારાને, અતિ લબાણુ આવે છે,
ભુજા બે જોડનારાને, ઝડપવા એય માગે છે

તો પછી ક્યા જવુ? ન્હોત છેજ ક્યા?"

'મશાણમા? ચાલ દૂર થા ખાલી માથુ ન પકાવ તમારા જેવા જડભરતોની સાથે ઝાઝુ ન્હોડુ દુખાવવામા કાઇજ સાર નથી જાવ

નદીમા યા સમુદ્રોમા અહીંથી જઇ મરો ડૂબી,
તમે વેઠો વિપત્તિયો (તેમા) તમારા દૈવની ખૂબી
ફૂટેલા દૈવના દર્પણ! બીજાને શુ કહો એમા?
તૂટી ગાગર નસીબોની પછી પાણી રહે શેમા?"

મધુરી—ભાઇ?

ફૂટેલા એ સિતારાને, દયાથી સાધનારો તુ,
છૂટેલી ભાગ્યની જાળી, ફરીથી બાધનારો તુ
અમારા દૈવની મટકી, તણો તુ ફોડનારો છે,
કર્યો કકર તણો આઘાત, જાતે તોડનારો છે

ઓ ઝાલીમ! ન્હાની શી પણ આ ઝુપડીમા અમે માતા–પુત્રી કલ્લોલમા દિવસ ગૂજારતા હતા હૈયાની હાટો માડી પરસ્પર પ્રેમની પરબોમાથી સાહ્યબ, સતોષાઈ, ને સુઘડતાના નિર્મળા પાણી પીતા

હતા, ભૂખ્યા-તરસ્યા અને થાકયા પથિકોને પાતા હતા. આજે એજ પરબ અમોને ઘરની બ્હાર નિરાધાર અવસ્થામા કાઢી તેજ ફોડી છે હાય! એ ગાગરમા હવે પાણીનુ બિન્દુ સરખુયે નથી રહ્યુ ત્હારા દીલમા દયાનુ ટીપુ નથી રહ્યુ સમૂર? કયા જાય છે? આ કગાલનો તૂટયો ફૂટયો જૂજ નજીવો સામાન કયા લઈ જાય છે? નહિ લઇ જવા દઉ"

ઝુપડીના ભાગાતગ બારણાની વચ્ચે મંજુરી આડી ઉભી રહી. તેણીએ દમનકાન્ત અને તેના સિપાઇઓનો અદર જવાનો માર્ગ રોકયો હવે દમનકાન્તનો પિતો પૂરેપૂરો ઉછળ્યો તેનો ક્રોધ કાબુમા ન રહ્યો તેણે મંજુરીને બારણામાથી દૂર જમીન પર હડસેલી રસ્તો મોકળો કર્યો સિપાઇઓ સામાન બ્હાર ખેચી લાવવા માડયા, ત્યા તો માતૃહેલી સોળ વરસની બાળા મેના, કે જે આવી ઉભી રહી રડતી હતી, તે હવે વચ્ચે પૂગી થાકેલી માની જગ્યા તેણે સાચવી દમનકાન્તના ચરણોમા પડી તેણે કાલાવાલા કર્યા આસુડાથી પગ ભીના કરી નાખ્યા વિનતિઓ કરી

"ભાઇ! ભાઇ મા'રી માતાને ખાતર મા'રે ખાતર એક ગરીબના હૃદયની દુવા લેવાને ખાતર દયા કર

દયાની આખથી જોઇ દુવા કગાલની તુ લે,
ભિખારણ યાચવા આવી દયાને દાનમા તુ દે
રડાવો તો ભલો ભગવાન નક્કી આપ પર રૂઠે,
રીઝાવો તો ત્રૂઠે"

"ચાલ, ચાલ, દયાનો ભડાર, તમારા જેવા દીનોને લૂટાવી દેવાનો નથી સમજી? એ'નો ઉપયોગ તો માણસ ને સજોગ જોઇને કરકસરથી કરવાનો છે"

"જો તુ દયા દાનમા નહિ દઇ શકે, તો પછી જીવનમા દાનમા લઈ પણ નહિજ શકે

જે આપી શકતો નથી, તે માગી શકતો નથી
જે ખર્ચી શકતો નથી, તે ખાઇ શકતો નથી"

"ભલે ભલે! માગવાનો વખત આવશે, ત્યારે જોઇ લઇશુ અમારા જેવા ડાહ્યા માણસો ભવિષ્યનો વિચાર કદી આગળથી કરતાજ નથી"

"અને તેથીજ પછી ખત્તા ખાવ છો ઠોકર ખાવ છો"

"બસ! ત્હારી વાચાળ જીભડીને અહીંથીજ કાપી નાખ નાદાન છોકરી! નથી બોલતો તેમ તેમ વધારે ફાટે છે, કેમ? ચાન તુ પણ દૂર થા" દમનકાન્તે તેને પણ તેની માતાની માફક બ્હાર જમીન ઉપર પટકી

હવે માતાથી ન સખાયુ પોતાની પુત્રી મેનાને ગોદમા લઇ તમામ હિમત એકઠી કરી તેણે તે પાપી દમનકાન્તને કહ્યુ, "ઓ માનવના વેશમા શયતાનની ગરજ સારનાર ક્રૂર શખ્સ! સાભળ જે સત્તાના મદમા તુ આટલો બધો ફૂલી ગયો છે, અધ થયો છે, તે

સત્તા ચલાવે રક પર પણ અત તેનો આવશે,
હરખાય છે જે દોરથી તે તેજ! પોક પડાવશે
તુજ પાપનો કાચો ઘડો પૂરો ભરાઇ ફૂટશે,
વૈભવ વિલાસી જીદગાની, જોર આ સૌ લૂટશે
આ બે ઘડીની બાદશાહી બે ઘડીનો તોર છે,
આછી ચમકતી ચાદની અધાર પાછળ ઘોર છે"

વ્હાલા વાચક ! વધુ વખત હવે તને આટીઘુટીમા અને આતુર અવસ્થામા નહિ રાખતા આ શુ થઇ રહ્યુ છે? તે સમજાવુ કર્ણાવતી નદીને કાઠે કર્ણાવતી નામે નગર આવી રહેલુ છે, ત્યા આજે કનકકાન્ત નામે માયાળુ ભલા, ઉદાર ને સુચરિત ઉમરાવની આણુ વર્તે છે નદી કિનારે સુશોભિત મ્હેલ બાધી કનકકાન્ત પોતાની પત્નિ કોકિલા સાથે દિવસ નિર્ગમન કરે છે કનકકાન્તે ગરીબોને રે'વા માટે સસ્તા ભાડાની કોટડીઓ જેવા ઝુપડાઓ નદીને સામે કાઠે રાજ્ય–ખર્ચે બધાવ્યા છે જેમાના એકમા આપણી વાર્તાના બે પાત્રો મધુરી ને મેના મા–દીકરી, આજ ચાર માસ થયા રહે છે. બાકીનાઓમા ગરીબ વગના મ્હેનત મજુરી કરનાર પરતુ સાદા ને સતોષી ખેડુતો રહે છે માતા–પુત્રી રેટીઓ કાતી અને દળણા દળી પેટ પૂરતુ કમાય છે, ને ખાય છે આજ ત્રણ માસ થયા મધુરી ઘરનુ ભાડુ આપી શકી નથી તેની ચિતામા ને ચિતામા તે સુકાયા કરે છે મધુરીની ઉમર આશરે ૩૫-૪૦ વરસની અને તેની પુત્રી મેનાની ઉમર ૧૬ વરસની હતી મેનાએ બાલિકાવયને ઓળગીને યુવાવસ્થાના આગણામા પગ મૂક્યો હતો માતા જેવીજ તે સુકુમાર અને સુન્દર હતી સર્વાગ સુન્દર છતા આ હીરાકણી વસ્ત્રાલકારોની ટાપટીપ અર્થાત્ પ્હેલ ને પાસા વિના ઝળકાટમા મદ ભાસે તો તેમા શી નવાઇ? વળી અધૂરામા પૂરો ગરીબાઇમા જન્મ! ને તેના દુખો! એટલે પછી શરીર અર્ધુ થઇ જાય, ને કાયાનો રગ પલટાય, એ સ્વાભાવિક હતુ આવા દુખી સસારને પણ રાહત આપનાર એક વ્યક્તિ હતી અને તેનુ નામ મનમોહનરાય જેને મા સિવાય દુનિયામા કોઇ ન્હોતુ.

મનમોહન આ ગરીબ સંસારની દયા ખાતો, અને વારવાર નજીવી આવકમાંથી નજીવી મદદ આ મા—દીકરીને કરવા ચૂકતો નહી. મધુરીની આંખ આ ભવિષ્યના જમાઇ મનમોહન ઉપર જ્યારે લાગી હતી, ત્યારે મેનાના ને મનમોહનના મન પણ એકમેકને મળેલા હતા આજે મનમોહન પરગામ જવાનો હોવાથી માતા પુત્રીને છેવટના મળવા આવવાનુ આગલે દિવસે કહી ગયો હતો માતા ઘરનુ ભાડુ કયાંથી આપવુ ' એ વિચારમા હતી, જ્યારે પુત્રી મનમોહનના વિચારમા ઘોળાતી હતી ભાડુ ઉઘરાવનાર દમનકાન્ત નામનો એક સરદાર હતો જેને કોકિલાના આગ્રહથી કનકકાન્તે નીમ્યો હતો, તે સ્વભાવે ક્રૂર હતો ત્રણ ત્રણ માસ થયા ગરીબ મધુરીને તે ભાડાને માટે ત્રાસ દેતો હતો, પરન્તુ કનકકાન્તની વારવાર મુલાકાત ને મ્હેરબાનીથી મા–દીકરી ઇશ્વરકૃપાથી હજુ એ ઝાલીમના પંજામા સપડાતા બચ્યા હતા પરતુ આજે હવે છેલ્લો દિવસ હતો મા–દીકરી મનમોહનની વાત કરતા હતા માનો જીવ વાતમા ન્હોતો તેને તો પ્રતિપળે દમનકાન્ત આવ્યાનાજ ભણકારા વાગતા હતા એટલામા મેના બોલી

"મા ! આ બધા કારસ્તાન કનકકાન્તના નહિ હો ! એ તો બિચારા બહુ ભલા માણસ છે, નહિ વારૂ ? પરન્તુ એમની પત્ની કોકિલાગોરીજ બહુ ક્રૂર છે તેથીજ આપણને શોષવુ પડે છે"

હજુ માતા, પુત્રીના આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે ત્યાતો યમદૂત જેવો દમનકાન્ત સિપાઇઓ સાથે ભાડુ ઉઘરાવવા આવ્યો ને જુલમ કરી માલ બ્હાર કાઢવા લાગ્યો તે વખતે તેઓની વચ્ચે જે વાદવિવાદ થયો તે આપણે વાર્તાને મથાળે વાંચી ગયા છીએ

ઝુંપડાનો તમામ સામાન પોતાને કબ્જે લઇ હરાજીમા લઇ જવા સિપાઇઓને આજ્ઞા આપી દમને ઝુપડાના બારણાને તાળુ માર્યું આ બાજુ મા–દીકરીનો દેખાવ કરૂણાજનક હતો આસપાસ ખેડૂતોનુ ટોળુ વિટળાઇ વળ્યુ હતુ

૧ ખેડુત–(અદર અદર) બહુજ શરમ ભરેલુ કામ થાય સે

૨ ખેડુત–ભગવાન એને પૂસે ! બચારાની આતરડી દખાવી એ હુ સુખી થવાનો સે ?

ખેડુત ત્રીજો–થોડાજ વખતમા ઇશવર કરે ને એને પેટે વિચિત્ર અવાજ હભળાય !

આવી આવી વાતચીતમા સમય પૂરો થયો દમનકાન્તે જતા જતા એક તીરછી નજર તે મા–દીકરી પર નાખી દમામમાને દમામમા તે આગળ વધ્યો ત્યા તે કોઇકની સાથે ને અથડી પડ્યો હજુ તો તે કોણ છે ? એમ તે જોતા જાય છે, ત્યા તો મેના દોડતી કે તેની પાસે આવી રહી એ આ નાર મનમોહન હતો

"આવો ! ભલે આવ્યા "

મધુરી ને મેના મનમોહનને મળ્યા, તેમના સુખદુખથી પરિચિત મનમોહન ક્ષણ માત્રમા શુ બન્યુ છે ? તે પામી ગયો, તેણે દમનકાન્ત તરફ ફરીને કહ્યુ કે —

"ભાઇ ! આમ જુલમ કરવો એ આપને શોભે છે કે ?"

તેમા મ્હારે શુ ? અમે તો ચિઠ્ઠિના ચાકર ! ભાડુ આપી દે, અને સુખેથી રહે"

"પરન્તુ આપશે બે દિવસ રહીને ક્યા ન્હાસી જવાનુ છે ? હમણા નહિ હોય તો શુ ચોરી કરવા જાય ?"

"અરે એવા વાયદા તો છપ્પનસો વીતી ગયા આવા ભૂખડી-બારસના તે વળી વિશ્વાસ કોણ કરે ?"

'એટલે તુ શુ કે'વા માગે છે ? એઓ કે'વા છે ?"

"બદમાશ ! હરામખોર !"

"પાજી કમંચડાળ ! જીભ સભાળીને બોલ"

"નહિ તો ?"

"જોયા જેવુ થશે"

"તુ શુ કરશે ?"

"પરિણામ બુરૂ આવશે"

"હા હા હા હા હા " દમનકાન્ત અહીં મ્હોટેથી ખડખડાટ હસી પડયો, અને બોલ્યો, "અરયા ! તને એટલુ બધુ આ લોકોનુ લાગે છે તો ભાડુ એમના વતીનુ તુજ ચૂકાવી દેને ?"

"અફસોસ ! કે મારૂ એટલુ ગજુ નથી મ્હારી પાસે પણ હાલમા સ્વતત્ર કાણી કોડી નથી"

"ભિખારીના સગી પણ ભિખારીજ" દમને તાનો માર્યો

"અલબત્ત ! ભિખારીની દયા પણ ભિખારીનેજ આવે શ્રીમતને નહિ જેને વિતે તેજ જાણે

ગરીબીના ભુડા દુખો, ગરીબો બાપડા જાણે,
દરદ રોગિષ્ઠના દિલનુ, નિરોગી તે નહિ જાણે
વીતે, વેઠે, અનુભવ જે કરે તેઓ પછી કા'વે,
'પરાઇ આખના આસુ નહિ નિજ આખમા આવે'

એ દુષ્ટ ! આવો અણુઘટતો ને ક્રૂર હુકમ કનકકાન્તનુ માયાળુ મુખ આપેજ નહિ એ દયાળુ દાનવીરની જીભમા આવી કટુતા ને ક્રૂરતા સભવેજ નહિ કહે કોની આજ્ઞાથી તુ આ ફરજ બજાવે છે ?"

"ગૃહસ્વામીનીનો હુકમ બજાવવો ! એ સેવકનો ધર્મ છે"

"અફ્સોસ ! પડના પર પાટુ !"

અને તે પછી તરતજ દમનકાન્ત સૌને છોડી ચાલતો થયો મનમોહનના મુખમાથી સહસા ઉદ્ગાર નીકળી પડયા 'કઈ નહિ જોઈ લઈશ ત્હને ને ત્હારા ઉમરાવને" અને તે પછી તે નિરાધાર મધુરી ને એના તરફ ફરી બોલ્યો

"તમારે ગભરાવાની જરાય જરૂર નથી મ્હારે તો આજે પરગામ જવુ છે પરન્તુ મ્હારા પાછા આવતા સુધી તમે બને સુખેથી મ્હારે ઘેર રે'જો ત્યા મ્હારી માતા તમારા બેઉની સારી માવજત કરશે ઈશ્વર કૃપાથી આપણુ ચારેનુ જાડુ સુખ સતોષમા નીભશે"

"પરતુ અમારા ઉપર તમારો આટઆટલો ઉપકાર ! તેનો બદલો અમે કયારે વાળીશુ ?" મધુરીએ આસુભીની આખે કહ્યુ

"એમા આભાર માનવાની કશીય આવશ્યકતા નથી માણસ માણસ પર દયા કરે, એમા શુ વધારે કરે છે ? માટે ચાલો "

તે પછી આ સ્નેહભીની ત્રિપુટી મનમોહનને ઘેર જવા ચાલી ત્યા એક વયોવૃદ્ધ માણસ હાથમાની લાકડી ઠોકતો ઠોકતો આવ્યો, અને બોલ્યો

"માફ કરજો મહેરબાન ! પરન્તુ જો આપને મ્હારી કોઈ પણ પ્રકારની મદદની જરૂર હોય તો બેલાશક આપવા તૈયાર છુ હુ આપનો એક હિતચિન્તક છુ"

"ના જી આજના વખતમા એટનુયે કહેનાર કોણ છે? અણજાણ્યા છતા આપની આટલી લાગણી છે તે જોઈ અમે ખુશી થયા છીએ" મનમોહને જવાબ પાઠવ્યો

"તમને નહિ તો આ તમારી સાથે છે તેમને કઇ " અધૂરા વાક્યનો અર્થ સમજી જતાજ મનમોહન બોલ્યો

"જી એમને પણ હાલમા તો જરૂર નથી '

સૌ સોને રસ્તે પડયા પ્રેલા વૃદ્ધ માણુમે થોડી વાર રહી વેશ પલટયો એક કદાવર બાધાનો ચાલીસ વરમનો પ્રચડ પુરૂષ હવે તે લાગવા માડયો અને બોલ્યો,

'કેટલી બધી હિમત! મ્હારી મદદ લીધી હોત તો હુ ખુશી થાત! પરતુ હશે!" અને તે પછી તેણે ગજવામાથી સીગારેટ કાઢી સળગાવી ધુમાડાના ગોટેગોટ કાઢતો તે ક્ષણવારમા ત્યાથી અદ્રશ્ય થઇ ગયો વ્હાલા વાચક! એ નવીન આવનાર બુઢ્ઢાનો સ્વાગ સજનાર અન્ય કોઇ નહિ પરતુ બગદેશનો સુવિખ્યાત ડિટેકટીવ દેવેન્દ્ર હતો

# પ્રકરણ.—૨ જું.

## "ભેદી ટપાલ"

પાપકર્મ પ્રારભમા પ્યારા લાગે ભાઇ,
પણ પુઠે પરતાય છે સ્હેજ નહિ સુખદાઇ
ઘડી ઘાટ દુષ્ટાત્મા ફસાવવાને જાય,
પણ કુદરતનો કાયદો પોતે મહિ ફસાય



પરગામ ગએલો ઉમરાવ કનકકાન્ત આજે કર્ણાવતીમા પાછો ફર્યો હતો નિત્યનિયમ અનુસાર તેને મ્હેલ જવાનો રસ્તો ગરીબોના ઝુપડા પાસે થઇને હોવાથી તે ત્યા રહીને પસાર થતો હતો, એવામા તેની નજર એક ખેડૂતની સ્ત્રી તરફ ગઇ તે સ્ત્રી બીજા સાધારણ વર્ગની સ્ત્રીઓને કનકકાન્ત તરફ આગળી બતાવતી બોલી રહી હતી, કે "જુઓ! પેલો ક્રૂર હુકમ આપનાર ઉમરાવ જાય!" કનકકાન્તને કાને આ શબ્દો પડતા વારજ તેણે પોતાનો ઘોડો અટકાવ્યો નીચે ઉતરી, તે સ્ત્રીની પાસે જઇ તેણુ બોલેલા બોલ માટે ખુલાસો માગ્યો ખેડૂતની સ્ત્રીને મ્હોડે બનેલો તમામ બનાવ જાણતાજ તેણે પોતાનો ઘોડો પૂરપાટ દમનકાન્તના ઘર ભણી મારી મૂકયો થોડી વારમાજ દમનનો ભેટો થયો કનકકાન્તે જતાવારજ દમનને પ્રશ્ન કર્યો

"દમન! કહે જોઉ? પેલા નિરાધાર માતા-પુત્રીને કોના કહ્યાથી ત્હે ઘર બ્હાર કાઢી મૂકયા?"

'શ્રીમતી કોકિલાગૌરીના" ઠાવકા મ્હોડે દમને જવાબ આપ્યો

ત્યારબાદ દમનને કોઇ પણ જાતની વધારે પડપૂછ કરવી છોડી દઇ કનકકાન્ત સીધો પોતાને મ્હેલે આવ્યો કનકકાન્તના ગયા કેડે તરતજ દમનના મગજમા પણ કઇ વિચાર આવતા તે પણ પોશાક બદલી એક છૂપા ભોયરા દ્વારા ક્યાંક ગૂમ થઈ ગયો કનકકાન્ત પ્હેરેલાજ કપડાભેર શૃગારભુવનમા આવી લાગ્યો ત્યા તેણે શુ જોયુ? એક આશરે અઠ્ઠાવીશ વર્ષની સૌન્દર્યવતી લલના અત્યારે આ એકાન્ત

સચિત્ર ☛ ડીટેકટીવ વાર્તા ☚ સચિત્ર

# ચોકટનો એક્કો

પ્રકાશક—પ્રાણજીવન પુસ્તકાલય લાલ ગેટ—સુરત



માલીક :— પ્રાણજીવન છગનલાલ

કીમત ૦-૮-૦

વાસમા એકલી ગાલે હાથ ટેકવી મૃદુ શય્યામા પડી પડી કોઇ મહાન વિચારમા તલ્લિન બનેલી હતી કનકકાન્ત આવ્યાનુ ભાન તેને ન્હોતુ કર્ણાવતીના ઉમરાવની પત્ની અને કર્ણાવતીની મહારાણી કોકિલા તે આજ હતી ઉમરાવના ઘરની પત્ની એટલે પછી વસ્ત્રા લકારની ઝમક હોય એમા શુ નવાઇ? તેમા વળી કોકિલાને બાલ્યકાળથીજ જરા ટાપટીપ વધારે પસદ હતી પછી તો પૂછવુજ શુ? કઠમા કોકિલા સમાન એ કોયલડીનો અગરગ હસવીની પોળા શને પણ શરમાવે તેવો હતો તેના નયનોના ચમકારા આગળ રતિ પણ પાણી ભરે એમ હતુ કેશની કાળાશથી ભ્રમરોને લજવતી એ કોકિલાગૌરી "કોકિલા! કેમ છે?" એ પ્રશ્નની સાથેજ ચોકી સફાળી બેઠી થઇ અસ્તવ્યસ્ત થયેલા ચીર ઠીક કર્યા માથાનો છેડો તેણે સમો કર્યો તેની વિચારમાળા તૂટી ગઇ નમણા નેત્રો પલકયા પ્રશ્ન પૂછનાર પતિદેવ છે, એ જાણતાજ એના ગાલ ઉપર રતાશ ધાઇ આવી આંખલડીના મમભેદક અણુસારા ને નખરા સાથે લાડ કરતી ને મદ મદ હસતી હસતી ઉભી થઇ પાસે ગઇ કાલાઘેલા શબ્દોમા બોલી

"બહુ મોડુ થયુ હો! પધારો!"

"તુ શુ કરતી હતી?"

"વ્હાલમના વિચાર?"

"એમ કે?"

"હાસ્તો! બીજા કોના વિચાર કરવાના હોય?"

"બરાબર છે સતીને વિચાર સદૈવ પતિનાજ હોય!"

"ખરૂ ને ? પરન્તુ તમે આજે આમ દાઢમાથી બોલો છો એવુ મ્હને તો જણાય છે તમારો હમેશનો હસમુખો ચ્હેરો આજે ઉદાસ કેમ છે ? હમી ખુશીને વાત કેમ કરતા નથી ? હે ?"

"કોકિલા ! ત્હને ખબર તો છે ને કે હુ ગરીબોને ચાહુ છુ તેમના દુ ખો હુ દેખી શકતો નથી ?"

"વણીજ સારી રીતે પરણ્યાને આજે દશ વર્ષ થયા તેમા તમને મ્હે ઘણાય ગરીબોને આશ્રય આપતા જોયા છે"

"બસ ! એ બધુ તુ જાણે છે તે છતા મ્હારી ગેરહાજરીમા શા માટે ગેટાળો કર્યો ?"

'શુ ?"

"દમનકાન્ત પાસે પેલા નિરાધાર માતા-પુત્રીને કઢાવી મૂકયા."

"નાથ ! એમા મ્હારો મુદ્દલ વાક નથી આજ ત્રણ ત્રણ માસ થયા ભાડા પેટે એક પાઇ પણ એમની પાસેથી વસુલ થતી નથી હવે તે ક્યા સુધી પાળવા ? એથી તો નાથ ! એમને ફાવી જાય છે, અને અયોગ્ય ઉત્તેજન મળે છે

"નહિ ! અન્ય માટે એમ બને, પરન્તુ એ બાપડા તો બરાબર ગરીબજ છે કોકિલા ! આટલી બધી રાજ્યની તિજોરી તર છતાયે ત્હારે હૈયે ટાઢક વળતી નથી, ત્હને સતોષ નથી મળતો, એ બહુ અફસોસની વાત છે 'અતિ લોભ તે પાપનુ મૂળ' પાચ રૂપીઆ ભાડાને માટે તે આ કાર્ય તદ્દન અયોગ્ય તો શુ બલ્કે ઉદ્ધત અને મૂર્ખાઈ ભર્યું કર્યું છે ત્હને ખબર નથી કે —

દુનિયામા ગરીબોથી કદર શ્રીમાનની થાતી,
કસોટી દાનશીલોની ગરીબોથીજ લેવાતી
દુ ખી તે માનવી ગણવો ગરીમાઇ ગઇ જેની,
ગરીબી જન્મભર નીભે અમીરી આ ઘડી બેની

હમણા હમણા તુ મ્હને પણ બાજુ પર મૂકી ત્હારે મન ફાવે તેમ રાજ્યમા ઉથલપાથલ કરે છે મ્હારી ગેરહાજરીનો ગેરઉપયોગ ગરીબોને અન્યાય આપી તુ કરી રહી છે મ્હારી અર્ધાંગના હોઈ ત્હારે તો આ બાબતમા શરમાવુ જોઇએ ! એક સમ્રાજ્ઞીને છાજતા સદ્દગુણોમા દયા, માયા રહેમ, દાનશીલતા અને સખી દીલનો પણ સમાવેશ થઈ જાય છે પાચ પૈસા દેવાના તો નથી મળતા, પરન્તુ તેમની પાસેથી પડાવવાની દાનત કેવી ?

મળે માધવ-કૃપાથી તો ગરીબોને દઇ દૂગો,
પરન્તુ છે લુટાયેલા વધુ એને નહિ લૂટો
મળે તો આપવુ નહિ તો દયા ખાવી રહી તમને,
પરન્તુ રોવડાવાની ન દાનત દયો પ્રભો અમને
*
ભનો ભુડો ગમે તેવો મિખારી નિન્દવો નહિ ! હા '
એ આજે, તમે કાલે, હસીને કો જવાના કયા ?
સ્થિતિ જે આજ એઓની, તમારી કાલ તેવી છે
ન જાણો ! ભીખની ઝોળી ખભા પર કાલ લેવી છે !

ઉલ્ટુ ગરીબો પર તો શ્રીમતોની મહેરબાની જોઇએ ! રૂહેમની દ્રષ્ટિથી અવલોકી રકની કકળતી આતરડી ઠારી તેમના અતરના

આશિર્વાદના ભાગી થવાનુ સદ્દભાગ્ય સૌને અને વારે વારે નથી મળતુ એ સદ્દભાગ્ય બહુ દુર્લભ છે હો!

ઉદ્દગાર દીનનો "હાસ" એકજ અવનિમા અણમૂલ છે,
સસાર ને ભવપાર તરવા પુણ્યનો એ પૂલ છે
સ્વર્ગસુખથી પણ અહા! સતોષ એનો ઓર છે,
સદ્દભાગ્ય-ભાનુના સિતારાનો સુચક શુભ પ્હોર છે"

"પરન્તુ એમા મ્હે એટલુ બધુ શુ કરી નાખ્યુ?"

"ત્હે કર્યુ છે તો કઈકજ પરન્તુ ત્હને ખબર નથી કે ત્હને જે કઈક લાગે છે, તે તેમને કેટલુયે લાગે છે ત્હારે મન એ કઈજ હિસાબમા નથી, પરન્તુ તેમને મન તો બહુ છે એક રૂપિયા જેવી વસ્તુ ત્હને ગણત્રીમા ન હોય! કારણકે તુ લાખોમા ઉછરી છે પરન્તુ તેમને મને તો બહુ મોઘી છે, ગરીબાઇના દુ ખો ગરીબોજ જાણે શ્રીમાનને તેનો ખરો ખ્યાલ ન આવે આપવાળો અધનો અને પગપાળો લગની પીડા ક્યાથી પામે? એનો જેને વીતે તેજ જાણે! આપણે સમજવુ જોઇએ કે એ અને આપણે જુદા નથી બધાય એકજ જગદ્દજનનીના સતાનો હોઇ એકજ વસુંધરા પર વસનાર અને જનાર છીએ ગાડા, ઘેલા રક, રાય સર્વનો સરજનહાર શ્રીપતિ સમભાવનાવાળો છે

ધનવાન તેમજ ધનહીનો પણ ઇશ્વરી સતાન છે
કગાલ તેમ કુબેરને કેશવ કને સમ માન છે
જુદા નથી તોયે જુદા જોનાર એ તમ આખ છે,
કારણ તમારી આખમા સોના રૂપાની ઝાખ છે.

બાકી જુઓ તો ઢેડ ભંગી બ્રહ્મ સર્વે એક છે,
સરખા જુવો સરજાયલા સરજનાર પણ એ એક છે

શ્રીમંતાઈ, મ્હોટાઇ, ગરીબાઇ ને ન્હાનાઇ એ સૌ મનમાં માની લીધેલા માનવીના પોતાના છે બાકી ખરૂં જોતાં તો —

પચરંગી પ્રાણી નામ પુષ્પો જગ-બગીચે ખીલતા,
એકકેકની સુગંધ છાયા, ઓથ સઘળા ઝીલતા
કોઇ જરા સુંદર વધારે ને સુગંધીદાર જો,
કોઇ બિચારૂં સાદું સાધારણ સુગંધીદાર તો
સપી તથાપિ સર્વ એ ખીલે, ખરે, સાથે રહે.
ભોળા અને સોવા બધાને માળી સરખા જાળવે

ખોડવાળા પુત્રને માતા ફેંકી નથી દેતી એતો સારાને તેમજ નઠારાને બેઉને સરખાજ જતનથી જાળવે છે તે પ્રમાણે તું આ ક્ષણિક રાજ્યલક્ષ્મીમાં છકાઈ ન જા ; ચઢતી પડતી સૌ કોઇને છે સમજુ તો સમજે છેજ કે —

અમીરો યા ગરીબો યા ફકીરો હો ગમે તેવા !
પરન્તુ જીવ સરખા શું સમજતો સર્વ ના દેવા ?
જરૂરી જેટલી તમને બરાબર તેટલી તેને,
નથી મ્હોટા જીવો તમને ! અને ન્હાના કઇ એને
ગરીબોના દીનો દુભાવનારા નીચ દાનવ છે,
તમેયે માનવી ! સમજો ! બિચારા એય માનવ છે

માટે હું ત્હને આજે ચેતવણી આપું છું કે આજ પછી ગરીબોને દુભાવી તેમની આંતરડી કકળાવી, એવું જો હું સાંભળીશ, તો ત્હારો પરિત્યાગ કરીશ"

"નહિ! નહિ! નાથ! એમા આટલો બધો ક્રોધ કરવો નથી ઘટતો! આપને જો એ પસદ નથી, તો હુ એ બાબતમા માથુજ નહિ મારૂ ટ્યો થયુ હવે? મ્હારે શુ? એતો અમસ્તી! મ્હે જરા કમનકાન્ત મ્હારી સલાહ લેવા આવ્યા ત્યારે કેવળ વિચારજ દર્શાવ્યો વારૂ! જવા દયો હવે એ વાત, ને કહો જોઉ તમે બ્હારગામ ગયા હતાને? ત્યા શુ કરી આવ્યા! તે તો કઇ જણાવ્યુ નહિ?"

"હા તેજ હવે હુ ત્હને જણાવુ છુ જો સાભળ! થોડા દિવસ ઉપર મ્હારા ઉપર એક **ભેદી ટપાલ** આવી હતી તે આ રહી જો લે વાચી જો"

કનકકાન્તે કોકિલાના હાથમા એક કાગળ મૂક્યો ધ્રુજતે હાથે કોકિલાએ તે ખોલ્યો ખોલતાજ ત્હેના મોઢા ઉપરનુ નૂર ઉડી ગયુ ઘડી પહેલા હસતી કોકિલાના મુખ ઉપર ગભીર ગમગીની છવાઈ ગઇ વાચક! તુ એ કાગળનો ભેદ વાચી ત્હારી ઉછળતી જિજ્ઞાસાને તૃપ્ત કર

> રા૦ કનકકાન્ત,
>
> તમારો ગૂમ થએલો ન્હાનો ભાઇ કેશવકાન્ત જીવે છે સમય આવતા આપોઆપ ખુલ્લો થશે માટે વીલ કરતા પ્હેલા ખૂબ સભાળજો
>
> લી૦ "હુ જાતે ને પોતે"

"હુ ધારૂ છુ કે કોઈ દગાખોરનુ આ કાવત્રુ હોવુ જોઇએ તમારા ભાઇને ગૂમ થયાને આજ દશકો વીતી ગયો આટલા

વર્ષ નહિ ને હવે એ જીવતા હોય એ સભવેજ કયાથી ? મ્હને તો લાગે છે કે કોઇ બદમાશનુજ આ રાજ્યગાદી પચાવી પાડવા તરકટ છે કેમ તમને શુ લાગે છે ?"

"કોકિલા ! કોઇ પણ વિષય ઉપર માણસે પોતાનો સ્વતત્ર અભિપ્રાય આપતા પ્હેલા લાબો વિચાર કરવો જોઇએ આમ ઉતાવળા બની ફાવે તેમ મત બાધી લેવો ઠીક નથી જો કે લખનારે પોતાની ચતુરાઇ ચલાવી નામ-ઠામ અને તિથિ નથી લખ્યા, પરન્તુ હુ કલકત્તા ગયો હતો ત્યા "

"કલકત્તા ? તમે ગયા હતા ? હે ! ત્યા શુ ?" અધીરી કોકિલા વચમાજ બોલી ઉઠી

"ધીરી પડ. ત્યા પ્રખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રકુમાર સાથે મ્હારે મુલાકાત થઇ"

"દેવેન્દ્ર ?" કોકિલા હવે ચોકી

"હા ! કેમ તુ એને ઓળખે છે ?"

"નારે ! મ્હે તો જોયાએ નથી પરન્તુ મ્હે સભળ્યુ છે, કે એ બહુ બાહોશ છે હોં ! પછી તમે એમને આ કાગળ બતાવ્યો. એમજ ને ?"

"હા"

"અને એમણે શુ જવાબ આપ્યો ?"

"એજ —કે કેશવકાન્ત જીવતો હોય એ સો વસા સભવિત છે પોસ્ટ ઉપરની છાપ જોતા પત્ર કર્ણાવતીથીજ બીડાયેલો છે અને કેશવ આપણાજ શહેરમા કોઇ છૂપી જગ્યાએ છૂપે નામે છૂપાયલો છે"

"અને તમે એ માની લીધુ કે નહિ ?"

"એમા માનસ નહિ માનવાનો સવાલજ કયા રહે છે? દેવેન્દ્ર કઇ જેવો તેવો માણુસ નથી આ બાતમી મળનાજ મ્હે પ્રથમનુ વીલ રદ કર્યું છે અને હવે નવુ કરના ઇચ્છા ધરાવુ છુ

"આમ એકાએક સાહસિક પગનુ ભરવુ સારૂ નથી હો!'

"નહિ મ્હારૂ મન પણ સાક્ષા પૂરે છે, કે કેશવ જીવતો હોવોજ જોઇએ દેવેન્દ્રને મ્હે એ કાર્ય સોપ્યુ છે, અને આજેજ દેવેન્દ્ર અહીં આવનાર છે કારણ કોઇ ગર્ભશ્રીમતના ખૂનના કેમનો ભાર હાલમા તેને માથે છે, તે બાબત કેટલીક બાતમી મેળવના"

આ બધુ સાભળનાજ કોકિલા ધોળી પૂણી જેવી થઇ ગઇ તેના વદનચદ્રની લાલાશ ફિકકી પડી ગઇ કોણ જાણે એવુ શુ હતુ? કે દેવેન્દ્ર અહીં આવનાર છે, એમ સાભળનાજ તેના મોતીયા મરી ગયા મહામહેનને તેણે સવાલ કર્યો

'હવે તમે નના વીલમા શુ સુધારો કરવા માગો છો?"

"જો! કોકિલા! હૃદયેશ્વરી! ખોટુ ન લગાડીશ! પ્રથમ વીનમા હુ અપુત્ર હોવાથી મ્હારા મરણુ પછી કણાવતીની ગાદીની હકદાર વારસ તુજ હતી પરન્તુ હવે મ્હે ચાલના આવેલા ધારાને અનુસરી વિચાર બદલ્યો છે અને ત્હારા પોષણુ અર્થે અમુક રકમ બાધી આપી બાકીનો તમામ હક માગ ભાઇના નામે લખાવના માગુ છુ"

હતાશ કોકિલા આ પછી આગળ કઇ ન બોલી કનકકાન્ત પણ તે પછી કોકિલાનો ઓરડો છોડી ગયો પરન્તુ પેલો **ભેદી કાગળ** કોકિલાના ઓરડામા તે ઉતાવળમા ભૂલી ગયો થોડી વારે તેને

તે સાભર્યો, ને તે લેવા તે કોકિલાના ઓરડા પ્રતિ પાછો ફર્યો બારણા આગળ આવતાજ અંદર કોઇ બે જણા વાત કરતા હોવાનો ભાસ તેને થયો કનકકાન્ત કાન માડી તે સાભળવા લાગ્યો વ્હાલા વાચક ! આ બે વ્યક્તિઓ કોણ હતી ?

એક તો કોકિલા પોતે ને બીજો તેનો ભાઇ કુંજવિહારી

## પ્રકરણઃ—૩ જું

### " મૃત્યુ—ઘટ. "

માબાપના સંતાનમા સરકાર ઉતરી આવતા,
સદ્‌ગુણ કે દુર્ગુણની છાયા બરાબર લાવતા
માટે તમારા બાળ જો સુશીલ ઇચ્છો ભારતી,
શિખવાડજો સૌથી પ્રથમ સદ્‌ગુણની શુભ આરતી





પૂર્વે મધુપુરી નામની નગરીમા માધવસેન નામનો એક ઉચ્ચ કોટીનો સંસ્કારિત બ્રાહ્મણ રહેતો હતો વિદ્વાન હોવાથી તે પેટ પૂરતુ કમાઇને આનન્દમા દિવસ ગાળતો હતો તેને સંતાનમા માત્ર એક પુત્ર ને એક પુત્રી હતા કમનસીબે માધવસેનને બદચાલની નારી મળી હતી તેની પત્નીનુ નામ વિમળા હતુ. પરન્તુ ગુણો તો નામથી ઉંધાજ હતા ઘણે વરસે પુત્રહીન એવા

માધવસેનને પુત્ર થયો જેનુ નામ કુ જવિહારી એકનો એક પુત્ર એટલે લાડમા ઉછરેલો પછી નબળો નીકળે એમા નવાઈ શુ ? બે વરસે વિમળાએ એક કન્યા રત્નને જન્મ આપ્યો જેનુ નામ કોકિલા કૌરી કુ જ વીસ વરસનો અને કોકિલા અઢાર વરસની થતાજ શહેરમા કોલેરાનો રોગ ફાટી નીકળ્યો જેમા પિતાનુ છત્ર ગયુ કોકિલાના લગ્ન જ્ઞાતિના એક સુજ્ઞ યુવક સાથે કર્યા હતા પરન્તુ કમનસીબે તે બિચારો લગ્ન પછી દશ દિવસે આલોકને છોડી ગયો હતો કોકિલા બાળ વિધવા હતી તેણે શ ગાર (વેશ) રાખ્યો હતો જો માતા સારી હોત તો કોકિલા કલકીની ન થાત પરન્તુ પતિના મરતાજ વિમળાએ છચોક યારી કરવા માડી માતાના કુસસ્કાર બાળ વિધવા પુત્રી ઉપર પડયા અને તે પણ કુ જના એક વણિક જ્ઞાતિના યુવાન મિત્ર ઉપર મોહી પડી ભાઇની શિખામણ ને સલાહથી એક રાત્રે તેઓ ત્રણે દૂર દેશમા ન્હાસી ગયા બે ત્રણ વરસ એ ત્રિપૂટીએ ત્યાજ ગાળ્યા પરન્તુ પછી જેના ઉપર કોકિલા ગાડી ઘેલી બની હતી, જેના પ્રેમમા પોતાના પતિવ્રત ઉપર તેણે પાણી મકયુ હતુ, તે પૈસાથી ખાલી થઇ ગયો ભાઇની શિખવણીથી આ ખાલી થયેલ ખોખાને રસ્તામાથી સાફ કરી કોઇ બીજા ધનવાનને ફસાવવા કોકિલાએ નિશ્ચય કર્યો એક રાત્રે લાગ જોઇ કોકિલાએ પોતાના એ પતિને પાણીમા ઝે'ર દીધુ શબને સતાડી તેઓ પોતાના પ્રથમને ઘેર ગયા, પરન્તુ ત્યા ખબર કાઢતા જણાયુ કે તેમની માતા કોઇની સાથે ન્હાસી ગઇ છે કુ જે ઘર વેચી દીધુ, અને પછી મેળવેલા પૈસા લઇ બેઉ ભાઇ બ્હેન નોકરીની શોધમા નિકળ્યા આખરે એક નાટક કપનીવાળા સાથે કુ જને ઓળખાણ થઇ, અને કોકિલાના લાવણ્ય ઉપર તે મરી

ફીટયો તેણે કોકિલાને ગાતા બજાવતા શીખવ્યું પ્રવીણ થતાજ મીસ સરસ્વતિના ઉપનામ નીચે ખેલોમા તે નાટય-નાયિકાની ભૂમિકા શોભાવવા લાગી બ્હેનને પૈસે ભાઈ પણ મોજમઝા મારવા લાગ્યા સરસ્વતિ પર શ્રીમ તો દૂરબ્બાન થઇ ગયા, અને તેને ભલભલાના આમ ત્રણો આવવા લાગ્યા કોઇ ગર્ભશ્રીમતની ગરદન ઉપર છરી ફેરવી કુજે પોતાને લક્ષાધીપતિ જાહેર કર્યો અને કોકિલાએ-સરસ્વતિએ પણ વારાગના સાથે ઓળખાણ થયા બાદ નાટક કપની છોડી સ્વતત્ર ધધો શરૂ કર્યો હવે મીસ સરસ્વતિના માન વધ્યા ઠેરઠેર તેના નાચ-મુજરા થવા લાગ્યા એવામા કુજનુ ભોપાળુ પકડાયુ તેની પાછળ પોલીસો પડતાજ તે બ્હેનને લઇને નાઠો અને કર્ણાવતી આવ્યો જ્યા ઉમરાવ કનકકાન્તે તે બેઉ ભાઈ બ્હેનને આશરો આપ્યો આગળ જતા યોગ્ય પત્નીની તપાસમા એવા કનકકાન્તને કોકિલા કુવારી છે, એવી કુજ મારફત ખબર પડી કુજે પોતે ઉમરાવના પુત્રપુત્રી હોઇ કોઇ અગત્યની તકરાર થવાથી રાજ્ય ત્યાગ કરી આવેલા જણાવ્યુ. કોકિલાની કુદરતી સુન્દરતાથી ઉમરાવની શકા ભાગી ગઇ, અને રાજબીજ જાણી તેણે કોકિલાને પોતાની પત્નીની જગ્યા આપી ને દિવસથી કોકિલા કર્ણાવતીની મહારાણી મનાવા લાગી કુજ હવે બહુ આવતો જતો નહિ તે હમેશા દેશાવરજ પડી રહેતો કોકિલા તેને અવરનવર ખપજોગા નાણા છુપી રીતે મોકલ્યા કરતી, ને આ રીતે આ ભેદી ભાઇબ્હેનના ભેદ ઉપર હાલમા તો અધકાર છવરાયલો હતો, આ રમુજી બેનની ઉકેલણીના કામ ઉપર જો કોઇ લાગ્યો હોય, તો તે ડિટેકટીવ દેવેન્દ્ર હતો કારણ પેલા ગર્ભશ્રીમતના ખુની કુજને શોધવાનુ કામ તેને સોપાયુ હતુ, પરન્તુ કુજે પોતાનુ ખરૂ નામ તે વખતે ત્યા

છુપાવી દીધુ હતુ દેવેન્દ્ર તેમને સરસ્વતિ અને શરદચન્દ્રના નામથી પિછાનતો હતો મધુપુરીથી ગર્ભશ્રીમતનુ ખૂન કર્યા બાદ તેઓ ક્યા ગૂમ થઇ ગયા, તેની ખબર દેવેન્દ્રને પણ ન હતી બાકી આગળની તમામ વાત તેણે શોધ કરી જાણી લીધી હતી

આ ભાઇબ્હેનને પેલા મૃત્યુ-ઘટની સાથે સબધ હતો કનકકાન્તની પ્હેલાના રાજાએ, કોઈ વિધવાને નિર્દોષ છતા અન્યાય કર્યો હતો તેના એકના એક પુત્રને ફાસીની શિક્ષા કરવાથી ગાડી થયેલ એ વિધવાએ પુત્રની પાછળ પોતાનો પ્રાણ પટકી નાખ્યો હતો મરતી વખતે તેના ગળામાથી એક કુદરતી રીતે કાળદૂત જેવી ચીચીયારી બ્હાર પડી હતી તે જાણે કોઇ પર્વતમાથી ભેદી સુર આવ્યો હોય તેમ લાગી હતી આ વિધવાના શાપે કરી કર્ણાવતીમા એવી સજ્જડ માન્યતા ફેલાયલી હતી કે એ વિધવા કર્ણાવતીની ગિરિ-કદરા નામે કપાળકૂટમા રહે છે તે દિવસથી એ ગુફામા કોઇ જતુ ન હતુ ત્યારબાદ થોડા દિવસ રહીને પાછો એરોજ ભેદી સૂર સૌના સાભળવામા એ ગુફામાથી આવ્યો રાજાએ તપાસ કરી પરન્તુ કાઈ પત્તો લાગ્યો નહિ બન્યુ એવુ કે તેજ દિવસે કર્ણાવતીના રાજ્ય કરનાર રાણાનુ ખૂન થયુ, અને ત્યારથી આ સૂરને લોકો મૃત્યુ-ઘટને નામે ઓળખવા માડયા એ સૂર કર્ણાવતીના ઉમરાવના મરણની આગાહી-સૂચક હતો ભલભલા ડિટેકટીવોએ ગુફાની બારીક શોધ કરી હતી, પરન્તુ કઇ પણ હાથ લાગ્યુ ન્હોતુ જાને દેવેન્દ્રને પણ આ વાતની ખબર પડતા તેની મુલાકાત લેવા ચૂકયો ન હતો પરન્તુ પરીણામ શૂન્યજ આવ્યુ હતુ આજુબાજુના તમામ પ્રદેશમા આજે દશ વરસ થયા ઉપરનો વ્હેમ પ્રચલિત હતો અને મનમોહન-દેવેન્દ્ર, કનકકાન્ત

વગેરે તેનાથી વાકેફગાર હતા જ્યારે કોકિલા અને કુંજ કર્ણાનતીમા આવ્યા, અને કોમ્લિાના લગ્ન કનકકાન્ત સાથે થયા, ત્યારે કોકિલા અને કુંજને કાને પણ આ ભેદી સૂર "મૃત્યુ-ઘટને" વિષે આવ્યુ લોકો જો કે દશદશ વરસ થયા, ફરી એ સૂરની ઝાખી સુદ્ધા થઇ ન હોવા છતા, હજુ એવીને એવી માન્યતા ધરાવતા હતા એ વાત આ ભાઇબ્હેન જાણતા હતા કપાળફૂટની ભયકર પ્રચડ ગુફા ભૂતાવળી થવાથી લોકો એને ભેદી ગુફાને નામે ઓળખતા હતા કનકકાન્તના મ્હેલથી તે બહુજ પાસે હતી પેલા વિચિત્ર અવાજને "મૃત્યુ-ઘટ" કે'તા હતા દશ વરસ પછી આજ ગુફામા એક એવો અવાજ થયો હતો, જ્યારે કનકનો ન્હાનો ભાઇ કેશવ ગૂમ થઇ ગયો હતો આવા આવા ઉપરાઉપરી પ્રસગોથી એ વ્હેમ લોકોના મનમા સજ્જડ વાસ કરે તો એમા ખોટુ શુ છે ? પરાપૂર્વથી ચાલતા આવેલા વ્હેમનુ સશોધન દેવેન્દ્રને મળી કનકકાન્તે કરવા કમ્મર કસી હતી આટલુ જાણી લીધા પછી વાચક વીરા ! હવે તુ બેધાશક આગળ વધ


ફક્ત નવ આનાની ટીકીટ બીડી મગાવો

(સગીતમા)

પ્રયોજક - "પુષ્પ."


રાજા ભરથરી.


(દસ સુન્દર ચિત્રો પૃષ્ઠ ૮૦ ગ્લેઝ)

ઠા૦ પ્રાણલાલ જીવણલાલ બુકસેલર.

ટાવરરોડ-સુરત.

# પ્રકરણઃ-૪ થું.

## " કાતીલ-કીનો "




હા એજ કે કઇ બીજુ ?" પુરૂષ વ્યક્તિ બોલી

"એટલે ત્હારે મને એ શુ હિસાબમાજ નથી ? આ કઇ ન્હાની સુની વાત નથી ? શુ સમજ્યો ?" સ્ત્રી વ્યક્તિએ સવાલ કર્યો

"ન્હાની નહિ તો શુ ! કુજના હાથમાથી કેશવ જીવતો જાય એ ત્હારે આશા રાખવીજ નહિ થોડા દિવસમા એ દેવેન્દ્રને પણ ખબર પડશે અને વીલનુ શુ ?"

"હા ! નવા વીલથી આપણો હક્ક માર્યો જશે"

"ફીકર નહિ. એ વીલ પણ ઉઠાવી લેવાનુ મ્હારે માથે બોલ પછી કઇ છે ?"

"પરન્તુ બીજુ એ છે કે ત્હારા બનેવી કલકત્તા ગયા હતા"

"હે કલકત્તા ?"

"હા"

"ક્યારે ?"

"બે ચાર દિવસ થયા"

"ત્યારે તે તો મ્હને કંઇ વાતે નહિ કરી ?"

"મ્હને તો પરગામ જવાનુ કહ્યુ હતુ ગામનુ નામ ન્હોતુ પાડયુ "

"વારૂ ! ત્યા જવાનુ કારણુ ?"

"આ કાગળનો ભેદ ડિટેક્ટીવ દેવેન્દ્ર પાસે પામવા" કહેતાજ કોકિલાએ કનકકાન્તનો રહી ગયેલો પત્ર કુંજના હાથમા મૂક્યો કુંજે તેના ઉપર નજર ફેરવી

"વારૂ ! પછી શુ થયુ ?" કુંજે બ્હેનને કાગળ પાછો આપતા કહ્યુ

'દેવેન્દ્રે એટલી બાતમી મેળવી આપી છે, કે કેશવકાન્ત હજુ જીવતો હોઇ તે પણ વળી કર્ણાવતીમાજ છે"

"બસ ! ત્યારે તો બેડો પાર"

ઉપરનો સવાદ ભાઇબ્હેન વચ્ચે એટલો તો ધીરેથી ચાલતો હતો, કે કનકકાન્તના કાનમા અક્ષર સરખો પડતો ન હતો બહુ વાર નાહકના કાન માડીમાડીને તે કટાળ્યો એટલામા છેટનુ વાકય કે જે કુંજ બહુજ જોરથી હાથ ઠોકીને બોલ્યો, તે કાનમા પડયુ

"બસ ! ત્યારે તો બેડો પાર !"

અને તેની સાથેજ એક આચકા સમેત દિવાનખાનાનુ દ્વાર ઉઘડી ગયુ, કનકકાન્ત અદર દાખલ થયો

'ઓહો ! કેમ ? તુ કયારે આવ્યો ? કુંજ ?" કનકે જતાજ પૂછ્યુ

"મ્હને આવ્યાને ભાગ્યેજ દશ મીનીટ થઈ હશે"

"કેમ તબીઅત તો મઝામાને ?"

"જી, હા"

"અરે ! હા ! પરંતુ કોકિલા ! અહીં પેનો મ્હારો કાગળ રહી ગયો હતો ને ? તે ક્યાં છે ?"

"આ રહ્યો લ્યો"

કોકિલાએ કનકના હાથમાં પેલો કાગળ મૂક્યો, એટલે કુંજ ઉઠ્યો બારણા તરફ વળતાં તે બોલ્યો

"લો બેસો, ત્યારે હવે હું જઈશ"

"આવજે ! પણ હા કુંજ ! તું દમનના ઘર આગળથી જવાનો છે કે ?"

"હા રસ્તો તો એજ છે ને વળી ?"

"ત્યારે તો જરા દમનને કે'તો જજે કે હાલને હાલ કોઈ બાહોશ વકીલને મ્હારે ત્યાં મોકલી આપે"

"બહુ સારૂ"

કુંજ ગયો હવે કોકિલાને કનક ફરી એકઠાં થયાં, એટલે ધીરેથી કોકિલાએ પાછી વાત ઉચકી

'કેમ ? અત્યારે ને અત્યારે આજે કઈ વકીલનું કામ ?"

"જેમ બને તેમ મ્હારા ભાઈના લાભમાં મ્હારે નવું વસિયતનામું કરાવવું છે કારણ આ કાચની કાયાનો થોડોજ ભરોસો છે ? કે તે ક્યારે પડશે ?"

"બરાબર છે"

'સચિત્ર ડીટેકટીવ વાર્તા સચિત્ર'

# લાલનો એક્કો



કીંમત ૦—૮—૦

પ્રકાશક —પ્રાણજીવન પુસ્તકાલય-ટાવર રોડ—સુરત

માલીક ઠક્કર પ્રાણલાલ જીવણદાસ બુકસેલર

હજુ આગળ કોકિલા કંઇ બોલે ત્યાં તો પેલો વિચિત્ર અવાજ "મૃત્યુ-ઘંટ" તેમના સાંભળવામાં આવ્યો. કોકિલા ધોળી પૂણી જેવી થઇ ગઇ. કનકકાન્ત પણ ઠંડો થઇ ગયો. નોકરચાકરો પણ દોડી આવ્યા, અને શેઠને ઘરની બ્હાર ન જવા દેવાનું કહ્યું. છતાં હઠીલો કનક અવાજની દિશા બાંધી તે તરફ સપાટાબંધ દોડવા લાગ્યો. હજુતો તે થોડેજ ગયો હશે, ત્યાં તેને રસ્તામાં એક લાવણ્યવતિ લલનાએ રોક્યો.

"કનકકાન્ત થોભો !"

એક અજાણી અબળાને મ્હોડે પોતાનું ખરૂં નામ સાંભળતાજ કનક સ્થભ્યો.

'તમે કોણ છો ?"

"તમારૂં ભલું ઇચ્છનાર એક યુવતિ."

"નામ ?"

"દેવી."

'દેવી ! તમે મ્હને ઓળખો છો ?'

"જી હા."

"ક્યાંથી ?"

"તે જણાવવાનો સમય અત્યારે નથી. વારૂ, તમે પેલા અવાજની પાછળ શોધ માટે નિકળ્યા છો ! નહિ વારૂ ?"

"હા."

"એ શું સૂચવે છે ? તે તમે જાણો છો ?"

"હા."

"શુ ?"

"કનકાવતીના ઉમરાવનુ ! મ્હારૂ મ્હોત "

"બસ ! તો જાવ ગમે તેમ થાય છતા આજ રાત્રે બ્હાર ન નીકળશો "

એટલામા દમનકાન્તે મોકલેલા વકીલ સાહેબ રસ્તામાજ કનકકાન્તને મળ્યા 'કેમ ! ઓહો કનકકાન્ત આપજ ને ?"

"હાજી "

"આપેજ દમનકાન્ત સાથે કહેવડાવ્યુ હતુ ને ?

"જી, હા "

"આપની સાથે આ બ્હેન કોણ છે ?"

અને કનકકાન્ત આ સવાલનો જવાબ વાળે તે પ્હેલા તો "દેવી" જ બોલી ઉઠયા

"એક આશ્રિત અબળા "

કનકકાન્તને દેવીએ નાક ઉપર આગળી મૂકી ચૂપ રહેવા સમજાવતા ધીમેથી આખ મીચી ત્રણે કનકકાન્તના ખાનગી આવાસમા આવ્યા મરજી મુજબનુ વીલ તૈયાર થયુ વીલને સીલ કરી તે વીલ વકીલ મી૦ સુરેન્દ્રનાથને સોપતા કનકકાન્તે કહ્યુ

"જો જો જાળવજો જાન જતા પણુ વીલ જાય નહિ કનકાવતીનો ભવિષ્યનો ગાદી વારસ ખરૂ જોતા કેશવકાન્તજ છે અને તે જીવતો હોય ત્યા સુધી મ્હારા કોઇ પણ અગદ સગાનુ લાગે વળગે નહિ "

આ પછી વકીલ દેવી ને કનકકાન્તની રજા લઇ વીલ એક ન્હાની પેટીમા બરાબર મુકી તે લઇ ચાલ્યો ગયો કામ પૂરૂ થતાજ દેવીએ કનકકાન્તની રજા માગી, સમય આવે મળીશ, કહી છૂટી પડી છુટા પડતા તેણે ચેતવણી આપી કે 'આજે ગમે તેમ થઇ જાય છતા ઘરબ્હાર પગ મૂકવો નહિ' દેવીએ જતા જતા કનકના હાથમા કઇક સેરવ્યુ દેવી ગૂમ થઇ ગઈ કનકે તે જોયુ તો તેની ઉપર દેવીનુ નામ ઠામ ઠેકાણુ છાપેનુ હતુ કનકે તે વાચ્યુ વાચતાજ તેના હાથમાથી તે કાપલી નીચે પડી ગઇ તે દેવીને એક વાર જોવા ફરી બારણાની બ્હાર ગયો ત્યા બારી વાટે એક પ્રચડ મૂર્તિ દાખલ થઇ, પેલી પડેલી કાપલી જમીન ઉપરથી ઉઠાવી ગઇ કનકને હવે એ કાપલીનુ ભાન ન રહ્યુ તેના મુખમાથી એટલાજ શબ્દો નીકળી ગયા "કે કોણ ? દેવી તેજ ?"

* * * *

કોકિલાને વીલની ખબર પડી ત્યા તો કનકકાન્ત આવ્યો. રાત્રિ પડી કનક સુઇ ગયો, પરતુ કોકિલાને કળ વળી નહિ તેમજ ઉઘ આવી નહિ, તે પોતાના ઉઘતા પતિ તરફ જોઇ સ્વગત બોલવા લાગી

"અફસોસ ! કે એક વીલ કરીને પોતાની ગરદન હાથે કરીને ત્હે ગુમાવી છે" વળી થોડી વાર રહી તે ફરી બોલી

"એક અબળાનો **કાતીલ-કીનો** હવે કેર વર્તાવશે નહિ- નહિ, ત્હને બચાવીને રસ્તાની રખડતી ભિખારણ તો નહિજ થવાય" ત્યાજ ફરી પેલો "મૃત્યુ-ઘટ" સભળાયો કનક સફાળો પથારીમાથી બેઠો થયો સેવક પણ દોડી આવ્યા સઘળાના કાનાવાલા છતા, અને

દેવીની ચેતવણીને પણ ન ગણકારતા ઉન્માદાવસ્થામા કનક તપાસ કરવા અવાજની દિશાએ રાત્રીના અધારામા દોડયો પ્રભાત થયુ કનકકાન્ત પાછો ન ફર્યો તે ન ફર્યો ત્યા મ્હેલમા કકળાણ થઇ રહ્યુ કોકિલાને એક અનુચરે આવી ખબર આપી કે —

"ઉમરાવ કનકકાન્તનુ કોઇ બદમાસે કાલ રાત્રે ખુન કર્યુ છે. લાસ મળી આવી છે'

તેની સાથેજ કોકિલા બેહોશ થઇ પૃથ્વી ઉપર પડી

## પ્રકરણ:—પ મું.

### " કોનો હાથ ? "

પાપીના પોબાર ને ધર્મિ ધપ્પા ખાય,
દિવાળી લુચ્ચા તણી એ કળિયુગનો ન્યાય



કલકત્તાનો સુપ્રસિદ્ધ ડિટેકટીવ દેવેન્દ્ર આજે સવારમાજ ન્યુસપેપરમા માથુ ઘાલીનો બેઠેલો છે મ્હોઢામાની ચીરૂટનુ ભુગળુ ભગ ભગ ધુમાડા કાઢી રહ્યુ છે ત્યા તો છાપામા એક લખાણ ઉપર નજર પડતાજ તેના મ્હોમાની ચીરૂટ અચેતન એમને એમ ઠરી ગઇ તેણે ચસ્મા લગાવેલુ માથુ જરા વધારે નીચુ ખોસ્યુ, અને ઉતાવળથી તે લેખ વાચવા માડયો.

"ગઇ કાલે રાત્રે થએલો પેલો વિચિત્ર અવાજ મૃત્યુઘંટ."

"ઉમરાવ કનકકાન્તનુ ભેદભર્યું ખૂન"

'આજ દશ દશ વરસ થયા ભૂલાયેલો પેલો મૃત્યુઘંટ કાલે દિવસે બે વાર સભળાયો હતો ઉમરાવ કનકકાન્ત પોતાની પાછળ નવુ વીલ કરી રાત્રીએ નિદ્રા લેતા હતા કે'વાય છે કે કોઇ સ્ત્રી વ્યક્તિએ તેમને તે રાત્રિના બ્હાર ન નિકળવાની ચેતવણી આપ્યા છતા, તેઓ અવાજની શોધાર્થે બ્હાર ગયા હતા જ્યા તેમનુ કોઇ ભેદભરી રીતે ખૂન થયુ છે મરનાર ઉમરાવના અંગ પર લોહીના ડાઘો પડેલા છે તેમના પેટમા અર્ધું ખંજર ઉંડુ ઘોચવામા આવેલુ છે મ્હેલથી થોડેજ દૂર તેમની લાસ મળી આવી છે"

ઉપરની હકીકત વાચતાજ દેવેન્દ્રે કપાળે કર ઠોકયો 'બસ ! હવે મ્હારે એ લાસની પૂરતી તપાસ કરવી જોઇએ" એમ બોલતાજ તેણે છાપાને ટેબલ ઉપર પટકયુ બ્હાર જવાના કપડા પ્હેરી તૈયાર થતાજ એક નોકરે આવી ખબર આપી કે "બ્હાર કોઇ આવેલુ છે અને તે જણાવે છે કે કોઇ ખાસ અગત્યના કારણસર આપને હમણાને હમણા મળવા માગે છે"

"જા તેમને જણાવ કે અત્યારે તેઓ કોઇને પણ મળી શકે એમ નથી કલાક રહીને આવે '

"પરન્તુ ડિટેકટીવ સાહેબ જરા થોભો" કહેનાજ તે વ્યક્તિ કે

જેને આપણે કનકકાન્તનુ વીલ કરનાર વકીલ સુરેન્દ્રનાથને નામે ઓળખીએ છીએ, તેણે ત્યા પ્રવેશ કર્યો

"આપ કોણ છો? અને અહીં શા માટે આવ્યા છો? જે કઈ કે'વાનુ હોય તે જલ્દી કહી નાખો, મ્હને અત્યારે મુદ્દલ નવરાશ નથી' દેવેન્દ્રે કહ્યુ

"દેવેન્દ્ર બાબુ! જે કનકકાન્તના ખૂનીની શોધ કરવા તમે જાવ છો, તેનીજ થોડી ખબર આપવા હુ આવ્યો છુ" આટલુ કહી તે આવનાર વ્યક્તિ સુરેન્દ્ર, દેવેન્દ્રના મ્હોડા પર શા ભાવ થાય છે? તે જોવા થોભી પરન્તુ વાચક! એક અજાણ્યાને મ્હોડે પોતાના અતરની વાત બ્હાર પડવા છતાએ દેવેન્દ્રે કાઇ પણ જાતનુ આશ્ચર્ય દેખાડયુ નહિ. શુ દેવેન્દ્ર સુરેન્દ્રને ઓળખતો હશે? કોને ખબર? પરન્તુ એટલુ તો માનીજ લેવુ પડશે કે સુરેન્દ્ર દેવેન્દ્રને સારી રીતે ઓળખતો હોવો જોઇએ, નહિ તો દેવેન્દ્ર કયા જવા તૈયાર થયો છે? તે સુરેન્દ્ર શુ જાણે? સુરેન્દ્રને દેવેન્દ્ર સાથે કશો સબધ ન હતો, તો પછી સુરેન્દ્રે દેવેન્દ્રનુ ઘર કયાથી શોધી કાઢયુ? આ સર્વ ખુલાસો એની મેળેજ માલમ પડશે

"ત્યારે તમારૂ નામ?"

"સુરેન્દ્રનાથ! હું કનકકાન્તનો વકીલ"

"ત્યારે વીલ તમારી પાસે હશે, નહિ વારૂ?'

"જી, હા ને હુ તેનેજ માટે આપને મળવા આવ્યો છુ આપની સલાહની મને જરૂર છે કનકકાન્તના એકાએક ખૂનની વાત તો તમે સાભળી હશે? નહિ વારૂ?"

"હા મ્હે તે હમણાજ છાપામા વાચી"

'તો હવે આ વીલના લખ્યાણુ મુજબ ગાદી ઉપરનો સર્વ હક્ક કેશવકાન્તનો છે પરન્તુ કનકકાન્તના મૃત્યુ બાદ એક વરસ સુધીમ જો કેશવકાન્તનો પતો ન લાગે તો બીજી કલમ મુજબ સર્વ માલ મિલ્કતની સોપણુ શ્રીમતી કોકિલાગૌરીને કરવી"

"અને તેને શોધી કાઢવાનો કેસ તમે મ્હારા હાથમા મૂકવા માગો છો એમજને?"

"હા"

"પરતુ મી૦ સુરેન્દ્રનાથ! તમને ક્યા ખબર છે, કે કેસ તમારી પ્હેલાનોજ મારા હાથમા મૂકાયલો છે મરનાર કનકકાન્ત જાતેજ કલકત્તા આવ્યા હતા, અને કેશવકાન્તના જીવવાની આશા પણ મ્હેજ એમને આપી, વીલ ફેરવવા કહ્યુ હતુ એ કાર્યનો ભાર એમણે પોતાની મેળે પ્હેલેથીજ મ્હારે શીરે મૂકયો છે જુઓ " કહી દેવેન્દ્રે કનકકાન્તની સહીવાળો કાગળ કોટના ગજવામાથી કાઢી બતાવ્યો

"એમ છે, તો તો સોના કરતા પીળુ પરન્તુ તમે શુ એમ માનતુ છે? કે કેશવકાન્ત હજુ જીવતો હશે!"

"તે કેમ કે'વાય? પૂરતી તપાસ કીધા વિના કઈ પણ સતો કારક જવાબ ન દેવાય"

"પરન્તુ તમે એટલુયે નથી જોઇ શકતા કે જો એ જીવતો હોય તો પછી કનકકાન્તના મૃત્યુની ખબર પડતાજ ગાદીનો હક્ક સાબીત કરવા બ્હાર કેમ ન પડે?"

"કદાચ ખબર નહિ પડી હોય !"

"નહિતો પણ અત્યાર સુધી ખુલ્લા ન થવામા એને શુ ફાયદો હશે ?"

"એમાજ કોઇક ઉડો ભેદ છે મ્હારા ધારવા પ્રમાણે તો જેમને હાથે કેશવ ગૂમ થયો, તેમનેજ હાથે કનકકાન્ત માર્યા ગયા હોવા જોઇયે કેશવકાન્ત હાલમા બ્હાર નહિ પડે એજ એને માટે સલામતી ભર્યું છે"

'તો મ્હારે શુ કરવુ ?"

હાલમા વીલ બરાબર સાચવી રાખો એક વર્ષ બાદ તે રદ કરી કોકિલાગૌરીને તમે રાણીપદ આપી શકો છો પરન્તુ હાલમા તો નહિજ"

"ત્યારે તમને લાગે છે, કે તમે એક વરસમા કેશવને શોધી કાઢશો"

"જીવતો હોય તો જરૂર"

તે પછી તેઓ છુટા પડયા દેવેન્દ્ર કોકિલાગૌરીને જઇ મળ્યો કનકકાન્તનો પત્ર તેમને બતાવ્યો, અને કેશવકાન્તને શોધી કાઢવા સાથે કનકકાન્તના ખૂનની શોધ કરવાનો કેસ હાથ ધરવા જણાવ્યુ કોકિલાની સમતિ મળતાજ તેણે મૃત કનકકાન્તની લાસનુ બારીક નિરીક્ષણ કર્યું કોકિલાગૌરીને દેવેન્દ્રે પૂછયુ

"તમારા પતિને કેટલા કેટલા મિત્ર હતા ?"

"કેવળ એકજ "

'તેમનુ નામ ?"

"મનમોહનરાય" (તદ્દન જુઠું)

"અને શત્રુ?"

"કોઈ નહી, પરન્તુ હમણા હમણા થોડા દિવસથી મનમોહનરાય અને એમને શત્રુતા થઇ હતી"

"કારણ?"

"સાંભળો" અને તે બાદ મધુરી અને મેના ઉપર ભાડાને માટે તકાદો, મનમોહને પોતાના ઘરમા લઇ જઇ તેમને રાખવા અને મનમોહને "જોઇ લઇશ" શબ્દોનો ઉચ્ચાર કરવો વગેરે અથથી ઇતિ ઇતિહાસ કહી સભળાવ્યો વાચક! હને શકા થશે કે આ વાતની કોકિલાને કયાથી ખબર? જવાબમા એટલુજ કે'વાનુ કે બનેલો તમામ બનાવ જે દમનકાન્તને મ્હોડે કનકે સાભળ્યો હતો, તે તેણે કોકિલાને કહ્યો હતો અને તેથીજ કોકિલા આ વાત જાણતી હતી

'વારુ!" ત્યારે તમને એ સિવાય બીજા કોઇની ઉપર શક જાય છે?" કોકિલાની તમામ મિના નોધી લેતા દેવેન્દ્રે પ્રશ્ન કર્યો

"નહિ!"

"વારુ! આ ઘરમા અવરજવર કોની છે?"

"હુ, અને કોઇ કોઇ વાર મ્હારો ભાઇ કુજવિહારી તથા સરદાર દમનકાન્ત"

"એ સિવાય?"

"કોઇ નહિ"

"મનમોહન અહીં કોઇ વાર આવેલો?"

